## ભાગ ૦ ૯



□ મૂલ્ય રૂ. ૭-૫૦






□ લેખક :ગિજુભાઈ બધેકા   સજાવટ :આબિદ સુરતી



□ પ્રકાશક :આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ તથા અમદાવાદ - ૩૮૦ ૦૦૧

□ પરિષ્કૃત દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯ □ મુદ્રક :જયકર ઓફસેટ પ્રિન્ટર્સ શિવાકાશી - ૬૨૬૧૮૯

# દેડકો અને ખિસકોલી



એક હતો દેડકો અને એક હતી ખિસકોલી. એક દિવસ બંનેને ભાઇબંધી થઈ. રોજ બંને સાથે સાથે રમે ને મજા કરે. રમતાં રમતાં એક દિવસ દેડકો કહે –

ખિસકોલીબાઈ, ખિસકોલીબાઈ! મારે તો પરણવું છે.

ખિસકોલી કહે – ઓહો, એમાં તે કેટલી વાર? ચાલ ને હમણાં જ પરણાવું! તને પરણાવતાં કેટલી વાર? કહે તો રાજાની દીકરી પરણાવું.

દેડકો કહે – ચાલ ત્યારે.

ખિસકોલી ને દેડકાભાઈ તો ચાલ્યાં. ચાલતાં ચાલતાં રસ્તે એક મોટું તાડનું ઝાડ આવ્યું. ખિસકોલીબાઈને ઝાડે ચડવાનું મન થયું.

ખિસકોલી કહે – દેડકાભાઈ, તું ઊભો રહે. હું જરા આ ઝાડ ઉપર જઈ આવું!

દેડકો કહે – ત્યારે મનેય તું ઉપર લેતી જાને?

ખિસકોલી કહે – તો બેસી જા મારા વાંસા પર ને પકડી રાખ.

દેડકો ને ખિસકોલી ઝાડ ઉપર ચડયાં. દેડકાને તો ખિસકોલીએ એક પાંદડા ઉપર બેસાડયો. થોડી વાર થઈ ત્યાં તો ખિસકોલી સડપ દઈને નીચે ઊતરી ગઈ ને દેડકાભાઈ તો ઝાડ ઉપર ડોળા વકાસી બેસી રહ્યા.

દેડકો મનમાં કહે –

**પીચી પીચી સાથે દોસ્તી કીધી,**
**તાડ પર કીધો વાસો;**
**પરણવાનું તો કોરે રહ્યું,**
**પણ ઊતરવાનો સાંસો!**

ખિસકોલીબાઈ તો આગળ ચાલી; ને દેડકાભાઈએ ઉતાવળા થઈ પડતું મૂક્યું તે સોયે વરસ પૂરાં!●

એક હતો શિયાળ અને એક હતી શિયાળ્ય. શિયાળ્યને વિયાવાનો વખત થયો એટલે શિયાળને કહે – મારે વિયાવું છે. ક્યાંઈક બખોલફખોલ શોધી કાઢો.

શિયાળ તો શિયાળ્યને સાવજની બોડ પાસે લઈ ગયો ને કહે – લે, આ બોડ છે. એમાં વિયા.

શિયાળ્ય કહે – પણ આ સાવજની બોડ છે. એમાં તે કેમ રહેવાય? સાવજ આવે તો આપણને અને બચ્ચાંને ખાઈ જ જાય ના?

શિયાળ કહે – એનું તારે શું કામ છે? તું તારે બોડમાં વિયા. ને હુ કહુ છુ તેમ કરીશ તો વાંધો નહિ આવે. શિયાળ્ય તો બોડમાં વિયાઈ. રૂપાળાં નાનાં નાનાં બચ્ચાં આવ્યાં.

થોડી વાર થઈ ત્યાં તો સાવજ આવતો દેખાયો. શિયાળ બોડને મોઢે જ બેઠો હતો. સાવજ બોડની પાસે આવ્યો ત્યાં તો પહેલાં ગોઠવણ કરી રાખી હતી તે મુજબ બેઉ જણાં વાતો કરવા લાગ્યાં –

**સાંભળો છો દળભંજનજી?**
**શું કહો છો આગવરજાળજી?**
**બચડાં શા માટે રુએ છે?**
**સાવજના કાળજા માટે.**

આ સાંભળી સાવજ ચમક્યો. ત્યાં તો વળી શિયાળ બોલ્યો – આ આવે સાવજ! હમણાં જ એનું કાળજું લાવું છું.

સિંહના મનમાં એમ થયું ... જરૂર, મારા કરતાંયે કોઈ મોટો બોડમાં આવીને બેઠો છે. એનાં બચ્ચાં મારા કાળજા માટે રુએ છે. ત્યારે એ તો કોણ જાણે કેવોય મોટો હશે?

સિંહ તો ઊભી પૂંછડીએ નાઠો. રસ્તામાં વાંદરજી મળ્યા. વાંદરો કહે – સિંહભાઈ, સિંહભાઈ! આમ હાંફળાફાંફળા ક્યાં ભાગ્યા?

સાવજ કહે – ભાઈ! મારી બોડમાં કો'ક આવ્યું છે ને એનાં બચ્ચાં મારા કાળજા માટે રુએ છે. કો'ક ભારે લાગે છે. હુ તો જીવ લઈને ભાગ્યો છું.

વાંદરો કહે – એવું તે હોય? સાવજથી કોણ મોટું છે? ચાલો આપણે તપાસ કરીએ.

સાવજ કહે – ના રે ભાઈ, મારે તો તપાસ નથી કરવી.

વાંદરો કહે – ચાલો તો ખરા! ત્યાં તો શિયાળ્ય વિયાઈ છે. મને ખબર છે તો!

સાવજ કહે – ના રે બાપુ! મારે તો નથી આવવું.

વાંદરો કહે – એમાં બીવાનું કશું જ નથી. તમને ખાતરી ન થતી હોય તો આવો, આપણે આપણી પૂંછડીઓ બાંધીને પછી સાથે સાથે જઈએ.

સિંહ ને વાંદરો પછી પૂંછડાં બાંધીને ચાલ્યા. આઘેથી સિંહ ને વાંદરાને આવતાં જોઈને વળી શિયાળ બોલ્યો – સાંભળો છો, દળભંજનજી? અંદરથી જવાબ મળ્યો – શું કહો છો, આગવરજાળજી?

શિયાળે ફરી વાર પૂછ્યું – બચડાં શા માટે રુએ છે? બોડમાંથી શિયાળ્ય બોલી – સાવજના કાળજા માટે. શિયાળે મોટા સાદે કહ્યું –

**વાંદરો ભાઈબંધ આવે છે;**
**ને સાવજનાં કાળજાં લાવે છે;**
**વાંદરો ભાઈબંધ આવે છે,**
**ને સાવજનાં કાળજાં લાવે છે.**

સાવજ કહે – માર્યા! આ વાંદરો તો એનો ભાઈબંધ લાગે છે, ને ફોસલાવીને મરાવી નાખવા લઈ જાય છે! પછી તો સિંહ ભાગ્યો.



વાંદરો પાછળ જાય ઢસરડાતો ! વાંદરો શું કરે ? સિંહની પૂંછડી સાથે પોતે પૂંછડી બાંધી હતી એટલે ક્યાં જાય ? મોઢા આગળ સિંહ ને પાછળ વાંદરો; આઘે આઘે ક્યાંઈ ચાલ્યા ગયા.

શિયાળ અને શિયાળ્ય બોડમાં નિરાંતે રહ્યાં; ને ખાધું, પીધું ને મજા કરી●

## સાંભળો છો દળભંજનજી ?

# ઘી ચોર્યે, ઘી ચોર્યે, સ્વાહા

એક હતો ગોર ને એક હતી ગોરાણી. ગોર-ગોરાણી પૂરેપૂરાં પહોંચેલાં; એકબીજાનું માથું ભાંગે એવાં.

ગોરના જજમાનને ત્યાં એક વખત લગન આવ્યાં. ગોરના મનમાં થયું કે લગનમાં દક્ષિણા તો મળશે પણ થોડુંએક ઘી ચોરી લેવાય તો સારું; થોડા દિવસ લાડુલાપશીનું થઈ જાય.

ગોર ગોરાણીને કહે – અલી, સાંભળ્યું કે? હું જાઉં છું જજમાનને ઘેર, કન્યા પરણાવવા. તું મોડેથી ત્યાં આવજે. આ લગનનું ટાણું છે એટલે જજમાનને ત્યાં ઘીની બહોતાળ છે. થોડુંએક ઘી જો ચોરી લઈએ તો સારું.

ગોરાણી કહે – એ તો સમજી. પણ એટલા બધા માણસો વચ્ચેથી ઘી ઉપાડી જવું શી રીતે?

ગોર કહે – એની તારે શી ફિકર છે? તું તારે હું કહું એમ કરજે. હું જ્યારે પરણાવવા બેસું ત્યારે લાગ જોઈને ઘી કેમ ચોરવું તેનો મંત્ર ભણીશ, મંત્ર પ્રમાણે તું કરજે.

ગોરાણી કહે – વાહ, ગોર! તમે તો ચતુર લાગો છો.

ગોર કહે – આવાં તો ઘણાં કર્યાં છે.

ગોર જજમાનને ત્યાં ગયા. પાછળથી ગોરાણી પણ જજમાનને ત્યાં પહોંચ્યાં. લગનનો વખત થયો, ગોર 'શાસ્તર' ભણવા બેઠા. ઘરનાં બધાં માંડવામાં આવી બેઠાં ને બૈરાંઓ ગીત ગાવા લાગ્યાં; એમાં ગોરાણી પણ હતાં. પાછળ રસોડામાં કોઈ ન રહ્યું. ગોરે લાગ જોઈને હોમ કરતાં કરતાં મંત્ર ભણ્યો –

**ઘી ચોર્યે, ઘી ચોર્યે, સ્વાહા;**
**ઘી ચોર્યે, ઘી ચોર્યે, સ્વાહા!**

ગોરાણી સરીને ઊઠયાં ને રસોડામાં ગયાં. પણ ઘી ચોરવાને ઠામ ન હતું તેથી પાછાં માંડ-વામાં આવ્યાં. ગોર વિચારમાં પડયા, ત્યાં તો ગોરાણીની ચતુરાઈ ઝળકી. ગોરાણી મોટો રાગ કાઢી સૌને ગવરાવવા લાગ્યાં –

**ઘીવડલાં ચોર્યાની ઘણી ખાંત રે,**
**ઘીવડલાં શેમાં ચોરીએ રે!**
**અમને ઘીવડલાં ચોર્યાની ઘણી ખાંત રે,**
**ઘીવડલાં શેમાં ચોરીએ રે!**

ગોરે વળી મંતર ભણવા માંડયા.

**ઘી ચોર્યે, ઘી ચોર્યે, સ્વાહા;**
**કોઠી ઉપર ગાડવો પડયો, સ્વાહા;**
**ઘી ચોર્યે, ઘી ચોર્યે, સ્વાહા!**

પણ ગાડવો કોરો હતો તેથી ગોરાણીને લાગ્યું કે ગાડવો બધું ઘી પી જશે. તેથી ગોરાણીએ ફરી ગવરાવ્યું –

**કોરી તે ગાગર ઘીવડલાં પી જાય રે,**
**ઘીવડલાં શેમાં ચોરીએ રે!**
**અમને ઘીવડલાં ચોર્યાની ઘણી ખાંત રે,**
**ઘીવડલાં શેમાં ચોરીએ રે!**

ગોર મનમાં ખિજાયો. મનમાં તે કહે...ગાડવો ઘી પી જશે તો એના બાપનું કયાં જવાનું હતું? એ તો જજમાનનું હતું ના? ગોરાણીને સમજાવવા વળી ગોરે મંત્ર ભણ્યો –

ઘી ચોર્યે, ઘી ચોર્યે, સ્વાહા;
પી જાય તો તારા બાપનું
શું જાય સ્વાહા;
ઘી ચોર્યે, થી ચોર્યે, સ્વાહા.

પછી ગોરાણી ઘી ચોરીને ઘેર પહોંચી ગયાં. ગોરગોરાણીએ લાપશી કરીને ખાધી. પણ બીજે દિવસે ઝાડાનો પાર ન રહ્યો. ગોર ગોરાણીને કહે – ગોરાણી! આ હરામનો માલ પચ્યો નહિ



એક હતો વાણિયો. એને હતો એક છોકરો. એને બળિયાકાકા(શીતળા) નીકળ્યા. કાકા બહુ ભારે નીકળેલા. આડોશીપાડોશી જોવા આવ્યા ને કહ્યું – શેઠ, શેઠ! કાકા તો બહુ ભારે લાગે છે. કાંઇક માનતા કરો, માનતા. લાખેણો છોકરો છે, બાપુ! એ હશે તો બધુ છે.

પણ શેઠ બડો પક્કો હતો. ગળે વાત તો ન ઊતરી, પણ લોકલાજે દબાયો. એણે તો માનતા કરી... હે બળિયાકાકા! જો મારા દીકરાને સારું થઈ જશે તો હુ તમને એક પાડો ચડાવીશ. આડોશીપાડોશી સૌ રાજી થયા. સૌએ કહ્યું – એમ તો શેઠ સમજુ છે!

થોડા દિવસ થયા અને છોકરો સાજો થઈ ગયો. પણ માનતાનું શેઠ સંભારે નહિ. વળી આડોશી-પાડોશી કહે – શેઠ! છોકરો તો સાજો થઈ ગયો. માનતાનું છે, લાંબુ કર્યું નહિ સારું. દેવનું દેવું વહેલું જ ચૂકવીએ. શેઠે વિચાર્યું: હવે કર્યા વિના નહિ ચાલે. આ આડોશીપાડોશી નહિ મૂકે!

ઘરની પાસે એક પખાલી રહેતો હતો. એને એક પાડો હતો. રાતે પખાલી પાડાને ફળિયામાં બાંધે. પખાલીનું ફળિયું ને વાણિયાનું ફળિયું જોડાજોડ. વાણિયો કહે – પાડાનો વળી ખરચ કયાં કરું? આ પાડોશીનો પાડો છે તે શા કામનો છે? એ પણ માનતા કરાવવા તો આવ્યો જ હતો!

વાણિયો સવારે વહેલો ઊઠયો ને દોરડા સહિત પાડાને ખીલેથી છોડયો. ગામની બહાર બળિયાકાકાની શિલા ખોડી હતી. જઈને પાડાને બળિયાકાકાની સાથે મજબૂત બાંધી દીધો.

સવારે પખાલી ઊઠયો ને પાડો છોડવા જાય તો પાડો ન મળે! પાડાને આખા ગામમાં શોધ્યો પણ કયાંય જડે નહિ. પખાલી પાડાને સીમમાં શોધવા નીકળ્યો. મનમાં પાડા ઉપર ખૂબ ખિજાતો જતો હતો; ત્યાં પાડો દેખાયો. બળિયાકાકાની શિલા સાથે જ બાંધેલો હતો. પખાલી તો ખિજાયેલો એટલે જઈને જોરથી પાડાને એક લાકડી લગાવી. પાડો તો ચારે પગે ઊપડયો. મોઢા આગળ પાડો ને વાંસે બળિયાકાકા; જાય ઢસરડાતા! પાડો ભાગતો ભાગતો ઘર સુધી આવ્યો. ત્યાં વાણિયાના ઘર આગળ શિલા છૂટી ગઈ.

વાણિયો હસીને કહે – શી બળિયાકાકાની કિરપા! કાકાએ પાડાને સજીવન તો કર્યો, પણ



ઘેર આવીને દર્શન દીધાં!

વાણિયાએ તો બળિયાકાકાની શિલાને ઘરમાં આણી ને તેનો વરઘોડો કાઢ્યો. વેલમાં કાકાને બેસાર્યા; મોઢા આગળ ઢોલશરણાઈ વગડાવ્યાં. સાથે વાણિયો પોતે ગાતો જાય ને ગવરાવતો જાય—

નંદના ફંદ ગોવિંદ જાણે,<br>
બળિયાકાકાને પાડો તાણે●

# નંદના ફંદ ગોવિંદ જાણે



એક હતી ડોશી. એને ચાર દીકરા. એકનું નામ હમર, બીજાનું નામ તમર, ત્રીજાનું નામ સારીંગા ને ચોથાનું નામ ગની હતું.

ગામમાં ભવાયા રમવા આવ્યા. બહુ સારું રમતાં આવડે. છોકરા કહે – માડી ! અમારે તો આજ ભવાઈ જોવા જવું છે.

ડોશી કહે – ઠીક, દીકરા ! વે'લા પાછા આવજો. આ આજકાલ ચોરોની બીક તો લાગે છે, પણ હરકત નહિ.

છોકરા ભવાઈ જોવા ગયા ને પાછળથી ચોર આવ્યા. ચોરોએ તો બધું જ ઉપાડ્યું. ગોરિયો-મૂંઝડી બળદ લીધા; ભૂરી-ભગરી ભેંશ લીધી. ઘરમાંથી લોહીલપેટીને જે હાથ આવ્યું તે બધુંય લીધું.

ચોર માલ લઈને ચાલ્યા એટલે ડોશી ડાંખરાં થઈને બોલ્યાં – લઈ જજો મારા ભાઈના - સાળા ! તમારા બાપનો માલ છે તે. આ હમણાં મારા દીકરાઓ વછૂટશે તે ખબર પડવી છે. ભવાઈ જોવા ન ગયા હોત તો તો ખબર પડત.

એક ચોર કહે – ત્યારે આ ડોશીનેય ઉપાડો ને! પછી કોણ વાંસે આવશે! ચોરોએ તો ડોશીને એક પોટકામાં બાંધી ને એક ચોરે માથે ઉપાડી લીધી. બીજા ચોર માલ લઈને ચાલતા થયા.

પેલો ચોર કહે – તમે આઘે આઘે નીકળી જાઓ. હુ ડોશીને માથે મૂકીને ભવાઈમાં ભવાયો થઈને કૂદીશ. ડોશીના છોકરા જોવામાં રોકાશે, એટલે ઘેર જશે ત્યારે ને?

બીજા ચોર તો ચાલી નીકળ્યા. પેલો ચોર પણ ડોશીવાળું પોટકું માથે લઈ ભવાયા ભેગો ભળી જઈ નાચવા લાગ્યો. બધા કહે – એલા, આ કોઈ નવો વેશ આવ્યો લાગે છે!

ચારે ભાઈઓ તો ખાટલા ઉપર બેઠા હતા ત્યાં બેસી જ રહ્યા. કહે – આ નવો વેશ જોઈને જઈએ. હશે, માડી વાટ તો જોતાં હશે, પણ મોડા ભેગું મોડું.

ચોરભવાયો તો નાચતો જાય, તાળીઓ પાડતો જાય ને સૌને હસાવતો જાય. એટલામાં ડોશીએ પોટકામાંથી ચારેકોર નજર ફેરવી જોયું તો દીકરા ખાટલે બેઠેલા. ડોશી પોટકામાંથી બોલી –

**ઊઠિયું પૂતર હમરતમર !**
**તાત ! પૂતર સારીંગા !**
**આધાં ઢોર ગની વિયા,**
**આધાં ઢોર ગની વિયા !**
**થૈ થૈ થૈ થૈ; તા થૈ થૈ થૈ.**

માથેથી ડોશી બોલી એટલે ચોરભવાયો મૂંઝાયો. મનમાં કહે... માર્યા! આ ડોશીએ ખેલ બગાડયો. ચોર તો ડોશીનું કહેવું ન સંભળાય એટલા માટે તાણીતાણીને બોલવા માંડયો –

**તું કહેતી સત્ય,**
**ડોશી ! તું કહેતી સત્ય :**
**તેરા ઢગા ગયા કચ્છ !**
**તેરા ઢગા ગયા કચ્છ !**

એમ કહી ચોરે માથેથી ગાંસડી ઉપાડી નીચે પછાડી ને પોતે પોબારા ગણ્યા. ત્યાં તો શુ થયું ? શું થયુ ? કરતા ને બધા ભેગા થઈ ગયા. જુએ તો મહીં ડોશી ! ડોશીએ ચોરની બધી વાત કહી. ત્યાં તો હમર, તમર, સારીંગા ને ગનીભાઈ ચારે-કોર દોડયા ને ચોરને પકડી પાડયા, ને માલ બધો પાછો લઈ આવ્યા.

ડોશીએ છ મહિના ખાટલે રહી શીરો ખાધો પણ માલ ઘેર આવ્યો

એક હતો રાજા. એને સાત રાણીઓ; છ માનીતી ને એક અણમાનીતી. માનીતી રાણીઓને તો મોટા મોટા બંગલા ને મજાનાં રૂપાળાં દીવાનખાનાં! અંદર હાંડીઓ ને ઝુમ્મરોનો તો કોઈ પાર નહિ. નોકર, ચાકર અને દાસદાસીઓ તો કેટલાંય બધાં.

બિચારી અણમાનીતીને તો ભૂંડુભૂખ ઝૂંપડું. અંદર હાંડલાં ને એક ભૂંડીભૂખ જેવી દાસી. તેના દુઃખનો તો કોઈ પાર નહિ. કેમે કર્યો દિવસ ન ખૂટે. રાત ખૂટે તો દિવસ ન ખૂટે, ને દિવસ ખૂટે તો રાત ન ખૂટે. બિચારી રોઈ રોઈને દિવસ કાઢે.

અણમાનીતી એક દિવસ કહે – આમ રોયા કરું છું તે લાવ ને કંઈક કામ કરું કે દિવસ તો જાય! દાસીને કહે – દાસી! જા, ગામમાંથી હીર લઈ આવ. મારે રૂમાલ ભરવો છે.

દાસી તો જાત જાતના ને ભાત ભાતના હીરના દોરા લઈ આવી. રાણીએ તો રૂમાલ ભરવો શરૂ કર્યો. દિવસ આખો રૂમાલ જ ભર્યા કરે. રાતેય પૂરું ઊંઘે નહિ. દિવસ ને રાત કયાં જાય છે, એની રાણીને ખબર ન પડે.

રૂમાલમાં તો રાણીએ મોર ને પોપટ, મેના ને હંસ, એવાં એવાં પક્ષીઓ ભર્યાં. જાત જાતનાં ફૂલો પણ ભર્યાં. ફરતી રૂપાળી લીલી એવી વેલ કાઢી.

એક વરસ થયું એટલે રૂમાલ ભરાઈ ને પૂરો થયો. રાણીએ તો રૂમાલને બારણામાં પડદાની જેમ ટાંગ્યો. રાજા ત્યાંથી ફરવા નીકળ્યો. રૂમાલ જોઈને રાજા તો અજાયબ થઈ ગયો.

રાજા કહે – આ આવો રૂમાલ કોણે ભર્યો હશે? આવો તો કોઈ દિવસ જોયો નહોતો.

રાજા ચાકરોને કહે – તપાસ તો કરો, એ કોનું ઘર છે ને રૂમાલ કોણે ભર્યો છે?

ત્યાં તો એ અણમાનીતીનું જ ઘર નીકળ્યું; ને એણે જ એ ભરેલો! રાજા તો રાણી ઉપર ખુશી ખુશી થઈ ગયો. એ તો રોજ અણમાનીતીને ત્યાં આવે, બેસે ને વાતો કરે. કોઈ વાર એને ત્યાં ખાય પણ ખરો. રાજા તો માનીતી રાણીઓને ભૂલી જ ગયો!

એમ કરતાં કરતાં અણમાનીતીને દીકરો આવવાનો વખત થયો. પેલી માનીતી રાણીઓ કહે – હવે આ અણમાનીતીના છોકરાને મારી નાખવો જોઈએ. નહિતર તો એ રાજાનો ધણી થશે અને આપણે તો ભૂંડે હાલે રખડશું. એમણે તો એક સુયાણીને બોલાવીને કહ્યું – જોજે; પેલી અણમાનીતીને છોકરો આવે એટલે રાણીની આંખે પાટા બાંધજે ને છોકરાને બાગમાં દાટી આવજે, જોજે ભૂલી છે તો! આ લે સો રૂપિયા લેતી જા. પછી વળી બીજા દેશું.

અણમાનીતીને છોકરો આવ્યો; રૂડોરૂપાળો પૂનમના ચાંદા જેવો! સુયાણીએ તો રાણીની આંખે પાટા બાંધી દીધા, દીકરાને લઈને બાગમાં દાટી આવી અને રાણીના પડખામાં મોટો બધો પાણો મૂકી દીધો!

રાજા કહે – રાણીને શું અવતર્યું?

સુયાણી કહે – અણમાનીતીને શું આવવાનું હતું? આવ્યો છે મોટો પાણો. બીજું તે શું આવે?

રાજાને શી ખબર પડે? રાજા જાણે એમ હશે. રાજા કહે – ઠીક.

વળી બે વરસ થયા ત્યાં તો અણમાનીતીને બીજો કુંવર આવ્યો. કાંઈ રૂપાળો! વાત કરો મા. પણ સુયાણીએ એનેય બાગમાં દાટી દીધો. રાજાએ પૂછ્યું – કેમ, આ વખતે શા ખબર છે?



હો આંબાભાઈ,
હો લીંબાભાઈ!

સુયાણી કહે – બીજા શા હોય? અણમાનીતીને પેટ તો પથરા જ હોય ના? રાજા બિચારો ભોળો હશે. એણે એ સાચુ માન્યું.

એમ કરતાં અણમાનીતીને છ કુંવરો ને સાતમી એક કુંવરી આવી. કુંવરો તો જાણે સૂરજ જેવા, ને કુંવરી તો એવી કે ઇન્દ્રના ઘરની અપ્સરા! સુયાણીને કાંઈ દયા હતી? એણે તો એક પછી એક બધાંયને દાટી દીધાં. બાગમાં તો સાત ઝાડ ઊગ્યાં; છ આંબાનાં ને એક એલચીનું; છ ભાઈનાં ને એક બહેનનું.

એક વાર સવારમાં ભંગી બાગમાં વાળતો હતો. ત્યાં એનો સાવરણો એલચીના ઝાડને અડી ગયો, ત્યાં તો છોડ બોલ્યો –

**હો આંબાભાઈ, હો લીંબાભાઈ!**
**એક એલચડીબે'નને કોણ હલાવે?**

આંબો કહે –

**ખમા મારી બે'ન બા!**
**એ તો આપણો ભંગી છે.**

ભંગી તો જઈને જમાદારને કહે – જમાદાર, જમાદાર! જોવા તો ચાલો! પણે કંઈક કૌતુક છે. માળું ઝાડ બોલે છે!

જમાદાર એલચીના છોડને જઈને જ્યાં અડે છે ત્યાં એલચીનો છોડ તો બોલ્યો –

**હો આંબાભાઈ, હો લીંબાભાઈ!**
**એક એલચડીબે'નને કોણ હલાવે?**

આંબો કહે –

**ખમા મારી બે'ન બા!**
**એ તો આપણા જમાદાર છે.**

જમાદાર કહે – અરે માળું! આ તો કંઈક છે. એણે તો જઈને ફોજદારને કહ્યું. ફોજદાર આવીને એલચીને હલાવે ત્યાં તો –

**હો આંબાભાઈ, હો લીંબાભાઈ!**
**એક એલચડીબે'નને કોણ હલાવે?**

ફોજદારે તો પ્રધાનને વાત કરી ને પ્રધાને રાજાને વાત કરી. રાજા પોતે જાતે આવ્યો ને એલચીને હલાવી. ત્યાં તો અંદરથી ઝાડ બોલ્યું –

**હો આંબાભાઈ, હો લીંબાભાઈ!**
**એક એલચડીબે'નને કોણ હલાવે?**

ત્યાં તો આંબો હસીને બોલ્યો –

**ખમા, મારી બે'ન બા!**
**એ તો આપણા બાપુ છે.**

રાજા તો વિસ્મય પામ્યો. ત્યાં તો માનીતી રાણીઓય આવી. એક જણીએ હલાવ્યું ત્યાં ઝાડ બોલ્યું –

**હો આંબાભાઈ, હો લીંબાભાઈ!**
**એક એલચડીબે'નને કોણ હલાવે?**

ત્યાં તો આંબો બોલ્યો –

**ખમા, મારી બે'ન બા!**
**એ તો આપણી વેરણ મા છે.**

રાજા તો એ સાંભળી રાતોચોળ થઈ ગયો. માનીતી રાણી પણ ભોંઠી પડી ગઈ! વળી બીજી માનીતી રાણીઓ અડી તો એમણે પણ એવું જ સાંભળ્યું. ત્યાં તો હળવેક દઈને અણમાનીતી રાણી એલચીના છોડને અડી એટલે વળી એલચીનો છોડ બોલ્યો –

**હો આંબાભાઈ, હો લીંબાભાઈ!**
**એક એલચડીબે'નને કોણ હલાવે!**

આંબો કહે –

**ખમા, મારી બે'ન બા!**
**એ તો આપણી માડી છે.**

રાજા તો વિચારમાં જ પડી ગયો. અણમાનીતી રાણી કહે – અરે, અહીં મારાં છોકરાં ક્યાંથી?

રાજાએ તો સુયાણીને બોલાવીને કહ્યું – માની જા, નહિતર ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ. બોલ, સાચી વાત શી છે?

સુયાણી બધું માની ગઈ. પછી તો આંબા નીચેથી ભાઈ નીકળ્યા ને એલચી નીચેથી બહેન નીકળી. બધાં રાજી રાજી થઈ ગયાં.

રાજાએ તો બધી માનીતીઓને માથે મૂંડા કરાવી, ખડી ચોપડાવી, અવળે ગધેડે બેસાડી કાઢી મૂકી; ને અણમાનીતી રાણીને માનીતી કરીને રાખી. ખાધું, પીધું ને રાજ કર્યું ●



એક હતી રાજકુંવરી. એનું નામ સોનબાઈ. એને એક ભાઈ. ભાઈબહેન રોજ તળાવની પાળે રમવા જાય. તળાવની પાળે પાર નહિ એટલા બધા મોર. સોનબાઈને મોર બહુ ગમે. આખો દિવસ એની સાથે રમ્યા જ કરે. બે વખત માત્ર ઘેર જમવા આવે.

સોનબાઈ મોરને રોજ નવરાવે, ધોવરાવે, ખવરાવે, પિવરાવે ને મજા કરાવે. પછી મોર તો થનથન થનથન નાચે, ટીહુક ટીહુક બોલે ને રૂપાળી કળા કરે.

તળાવની અંદર એક મહેલ હતો. એમાં એક રાક્ષસનો છોકરો રહે. એને સોનબાઈ સાથે પરણવાનું મન થયું. ઘણાં ઘણાં વાનાં કર્યાં પણ સોનબાઈ કહે – મારે એની સાથે નથી પરણવું.

સોનબાઈ તો રાજકુંવરી. રૂપ રૂપનો અવતાર! એવી કુંવરી કાંઈ ભૂંડા મોઢાવાળા છોકરાને પરણે? એક દિવસ સોનબાઈ મોર સાથે રમતી હતી ત્યાં રાક્ષસનો છોકરો આવ્યો.

સોનબાઈનો ભાઈ ને રાક્ષસનો છોકરો જૂગટું રમવા બેઠા. સોનબાઈએ તો ભાઈને ઘણો વાર્યો પણ ભાઈ માન્યો નહિ. રમતાં રમતાં ભાઈ તો લૂગડાં હારી ગયો, ઘોડો હારી ગયો, તલવાર હારી ગયો ને છેવટે સોનબાઈને પણ હારી ગયો.

સોનબાઈ તો ધ્રુસકે ધ્રુસકે રુએ. સોનબાઈ તો હીબકેહીબકાં ભરીને રુએ. ભાઈ ઘણો પસ્તાયો પણ પછી કરે શું? રાક્ષસનો છોકરો કહે – તારે ન પરણવું હોય તો કાંઈ નહિ. લે, હું તળાવમાં કમળ થઈ જાઉં છું. તું મને અડજે એટલે થયું; એટલે આપણે પરણ્યાં.

સોનબાઈ કહે – ઠીક.

રાક્ષસનો છોકરો તો પાણીમાં પડયો ને કમળફૂલ થઈ તરવા મંડયો. સોનબાઈ તો અડવા ચાલી. પાણી કાંડાંબૂડ થયું પણ કમળને અડાય નહિ. સોનબાઈ ભાઈને કહે –

કાંડાં કાંડાંસમાણાં પાણી, મારા વીરા!
તોય કમળફૂલ આઘું આઘું જાય છે.

ભાઈ કહે – જરાક આઘી જા.

સોનબાઈ તો ગોઠણબૂડ પાણીમાં ગઈ. કમળફૂલ તો આઘે ગયું. સોનબાઈ કહે –

ગોઠણ ગોઠણસમાં પાણી, મારા વીરા!
તોય કમળફૂલ આઘું આઘું જાય છે.

સોનબાઈનો ભાઈ કહે – હજી જરાક આઘી જા ને! સોનબાઈ તો કેડ કેડસમાણાં પાણીમાં ગઈ. કમળ વળી આઘે ગયું. સોનબાઈ કહે –

કેડ કેડસમાણાં પાણી, મારા વીરા!
તોય કમળફૂલ આઘું આઘું જાય છે.

ભાઈ કહે – હજી જરાક આઘી જા. હમણાં અડી જઈશ. સોનબાઈ તો છાતીબૂડ પાણીમાં ગઈ. કમળ તો આઘે ને આઘે. સોનબાઈ કહે –

છાતી છાતીસમાં પાણી, મારા વીરા!
તોય કમળફૂલ આઘું આઘું જાય છે.

ભાઈ કહે – હવે જરાક આઘી જા, હવે તો હમણાં અડી જઈશ.

સોનબાઈ તો જરાક આઘી ગઈ ત્યાં ગળાબૂડ પાણી થયું. સોનબાઈ કહે –

ગળા ગળાસમાં પાણી, મારા વીરા!
તોય કમળફૂલ આઘું આઘું જાય છે.

ભાઈ કહે – જરાક હાથ લાંબો કર. હમણાં જ આવી જશે. હવે તો સાવ પાસે જ છે. સોનબાઈ હાથ લાંબો કરવા જાય ત્યાં તો

# રાક્ષસનો છોકરો

પાણીમાં બૂડી ગઈ! ત્યાં તો કમળફૂલને બદલે રાક્ષસનો છોકરો થઈ ગયો અને સોનબાઈને એણે પાણીમાં ખેંચી લીધી.

એ તો સોનબાઈને પાણી નીચે એક મહેલ હતો ત્યાં લઈ ગયો. મહેલ તો રૂપાળો હતો. ખાવાપીવાનીય કાંઈ ખોટ નહિ, પણ સોનબાઈને ઘડીયે ન સોરવે. એ તો એના મોર અને એના ભાઈને સંભારી સંભારીને રુએ. એક દિવસ સોનબાઈ અગાસીમાં ઊભી ઊભી રોતી હતી ત્યાં કંઈક અવાજ આવ્યો. કોઈક તળાવની પાળેથી બોલતું હતું—

સોનબાઈ બે'ની, સોનબાઈ બે'ની!
ઊને પાણીએ નવરાવતાં,
ટાઢું પાણી પિવરાવતાં,
ચૂરમું ચોળી ખવરાવતાં.
ફળિયામાં ભાભી સાવરણે મારે,



પાણિયારે જઈએ તો બુઝારે મારે,
પાસે જઈએ તો પાટુએ મારે,
રસોડામાં જઈએ તો વેલણે મારે.

સોનબાઈ કહે ...અરે! આ તો મારા મોરનો અવાજ. અહીં એ ક્યાંથી આવ્યો હશે? ત્યાં મોર ફરી વખત બોલ્યો –

સોનબાઈ બે'ની, સોનબાઈ બે'ની!
ઊને પાણીએ નવરાવતાં,
ટાઢું પાણી પિવરાવતાં,
ચૂરમું ચોળી ખવરાવતાં.
ફળિયામાં ભાભી સાવરણે મારે,
પાણિયારે જઈએ તો બુઝારે મારે,
પાસે જઈએ તો પાટુએ મારે,
રસોડામાં જઈએ તો વેલણે મારે.

સોનબાઈ કહે ... આ તો મારો જ મોર. કાંઠેથી બોલે છે. સોનબાઈ ત્યાં બેઠી બેઠી બોલી....

શું કરું મોરલા, શું કરું મોરલા?
ભાઈએ રાક્ષસને આપી;
રાક્ષસ સૂપડ ગૂંથાવે;
સૂપડ ગૂંથતાં ન આવડે;
રાક્ષસ સબસબ સોટા મારે!

મોર કહે...હ...! સોનબાઈ બે'ની બોલી ખરી! સોનબાઈનેય તે દુ:ખના દા'ડા આવ્યા લાગે છે.
ત્યાં તો સોનબાઈ ફરી વાર બોલી...

શું કરું મોરલા, શું કરું મોરલા?
ભાઈએ રાક્ષસને આપી;
રાક્ષસ સૂપડ ગૂંથાવે;
સૂપડ ગૂંથતાં ન આવડે;
રાક્ષસ સબસબ સોટા મારે.

મોર કહે...નક્કી આ તો સોનબાઈ બે'ની. બીજી કોઈ નહિ. બે'નીને આટલાં બધાં દુ:ખ! ચાલો આપણે રાજા પાસે જઈએ. મોરે જઈને બધી વાત રાજાને કરી.

રાજા કહે – હેં મારી સોનબાઈને આટલુ બધુ દુ:ખ? રાજાએ તો સિપાઈને બોલાવ્યા ને કહ્યું – જાઓ, તળાવ આખું ઉલેચી નાખો ને રાક્ષસના છોકરાને પકડી લાવો.

માણસો બધા મંડ્યા તે ઘડીકમાં બધું તળાવ ઉલેચી નાખ્યું ને રાક્ષસના છોકરાને મહેલમાંથી પકડી દરબારમાં આણ્યો.

રાજાએ તો રાક્ષસના છોકરાને ત્યાંથી કાઢી મૂક્યો. એનો મહેલ બળાવી નાખ્યો ને સોનબાઈને પાછાં આણ્યાં. સોનબાઈ તો એના મોરને ખૂબ ખૂબ મળ્યાં ને ખાધાં પીધાં ને રાજ કર્યાં ●



એક ઘણી જ ગરીબ ડોશી હતી. દળણાં દળી અને સીવણ સીવીને માંડ માંડ પેટ ભરે. તેને બે છોકરાં હતાં. એક દિવસે બાર માસનું પરબ દિવાળી આવી. ડોશી વિચારમાં પડી – ઘરમાં કંઈ છે તો નહિ; ત્યારે છોકરાં માટે શું કરવુ? છોકરાંઓ પણ કહેવા લાગ્યાં – માડી, માડી! સૌને ઘેર સારું સારું ખાવાનું થાય છે, ત્યારે આપણે ત્યાં કંઈક કરો ને!

ડોશીએ કહ્યું – ઠીક, બાપુ કંઈક કરશું, હોં! ડોશીએ તો ઘરમાં થોડાક ઘઉં હતા તેની શેવ કરી અને દિવાળીની સવારે ઓસાવી. ડોશીએ તો શેવ ઓસાવી પણ હડફામાં જુએ તો ઘી-ગોળ ન મળે!

ડોશી તો સાડલાને છેડે બેએક આનાના પૈસા બાંધ્યા હતા તે લઈ બજારે ઘી-ગોળ લેવા ગઈ. જતાં જતાં ડોશી કહેતી ગઈ – છોકરાઓ! હમણાં શેવ ખાશો મા. હું ઘી ને ગોળ લઈ આવું છું; પછી દેવને ધરાવીને ખાજો.

બાળકો કહે – ઠીક, માડી! ડોશી તો બજારે ગઈ. છોકરાંઓ ઘી-ગોળની રાહ જોતાં શેવની તપેલી પાસે બેઠાં. એટલામાં એક કાળિયો કૂતરો આવ્યો અને લટપટ પૂંછડી હલાવતો હલાવતો તપેલીમાંથી શેવ ખાવા લાગ્યો.

બાળકોએ જાણ્યું કે માએ કહેલા તે આ દેવ હશે, પણ છોકરાને માએ કહેલું કે ઘી-ગોળ



દેવલાં રે દેવલાં



આવે પછી દેવને ધરાવશું એટલે તેઓ બોલવા લાગ્યા –

દેવલાં!
દેવલાંને ભાવે શેવલાં;
દેવલાં પૂંછડિયાં હલાવે,
ઊભા રહે ને દેવલાં!
મારી મા ઘી-ગોળ લાવે.

કૂતરો તો શેવ ખાઈને ચાલ્યો ગયો. બાળકો બિચારાં મોં વકાસી માની રાહ જોતાં બેઠાં. મા આવીને તપેલી જુએ તો તેમાં શેવ ન મળે! માએ પૂછ્યું – બેટાઓ! ઉતાવળાં થઈ ઘી-ગોળ વિના શેવ કેમ ખાઈ ગયાં?

છોકરાઓ કહે – માડી! અમે નથી ખાધી. એ તો દેવ આવ્યા હતા તે અમે એમને ઘણીયે ના પાડી પણ ખાઈ ગયા. તપાસ કરતાં માલૂમ પડ્યું કે શેવ તો કૂતરું ખાઈ ગયું હતું. ઘરમાં બીજી શેવ ન હતી એટલે માની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં; છોકરાં ન દેખે તેમ માએ તે લૂછ્યાં.

પછી ઊટકવા માટે ડોશી તપેલી લેવા જાય છે ત્યાં તો તપેલી શેવથી ભરાઈ ગયેલી હતી! ડોશીએ અંતરથી પ્રભુનો ઉપકાર માની બાળકોને શેવ ને ઘી-ગોળ ખવરાવ્યાં●



# કાગડો અને કોઠીંબું

એક હતું કોઠીંબું. તે વાડે વાડે દડયું જતું હતું. ત્યાં એક કાગડો ઊડતો ઊડતો આવ્યો. કોઠીંબાને જોઈને કાગડાને તે ખાવાનું મન થઈ ગયું. કાગડો જ્યાં ચાંચ લાંબી કરીને કોઠીંબાને ખાવા જાય ત્યાં તો કોઠીંબું કહે – બાપુ ! આવી ગૂવાળી ચાંચે મને ન ખવાય. ક્યાંકથી પાણી લઈ ધોઈ આવ.

કાગડો તો ચાંચ ધોવા કૂવા પાસે ગયો. જઈને કૂવાને કહે –

કૂવા, કૂવા, કૂવાદેવા !
આંગણ આવ્યા કાગદેવા.
આલો પાણીડાં, ધોઉં ચાંચૂડી,
ખાઉં કોઠીંબું, બડુક બડુક વાગે.

કૂવો કહે – પાણી જોઈતું હોય તો કુંભારને

ત્યાંથી ઘડૂલો લઈ આવ ને પાણી સીંચી લે.
કાગડો તો ઊડતો ઊડતો કુંભારવાડે ગયો.
જઈને કુંભારને કહે –

**કુંભાર, કુંભાર, કુંભારદેવા !**
**આંગણ આવ્યા કાગદેવા.**
**આલો ઘડૂલો, સીંચું પાણીડાં,**
**ધોઉં ચાંચૂડી, ખાઉં કોઠીંબું,**
**બડુક બડુક વાગે.**

કુંભાર કહે – માટી લાવ તો રૂપાળો ઘડૂલો ઘડી દઉં.
એટલે કાગડો ગયો ટીંબા પાસે. જઈને ટીંબાને કહે –

**ટીંબા, ટીંબા, ટીંબાદેવા !**
**આંગણ આવ્યા કાગદેવા.**
**આલો માટૂડી, આપું કુંભારને.**
**ઘડે ઘડૂલો, સીંચું પાણીડાં.**
**ધોઉં ચાંચૂડી, ખાઉં કોઠીંબું,**
**બડુક બડુક વાગે.**

ટીંબો કહે – મરગલાની શિંગડી લઈને ખોદી લે. ના કોણ પાડે છે?
કાગડો તો ઊડતો ગયો મરગલા પાસે.
મરગલાને કહે –

**મરગ, મરગ, મરગદેવા !**
**આંગણ આવ્યા કાગદેવા.**
**આલો શિંગલડી, ખોદું માટૂડી,**
**આપું કુંભારને, ઘડે ઘડૂલો,**
**સીંચું પાણીડાં, ધોઉં ચાંચૂડી,**
**ખાઉં કોઠીંબું, બડુક બડુક વાગે.**

મરગ કહે – મને મારીને મારું શિંગડું લઈ લે; કૂતરાને બોલાવી આવ એટલે તે મને મારી નાખશે.

કાગડાભાઈ તો કૂતરા પાસે ગયા ને કહે –

**કુત્તા, કુત્તા, કુત્તાદેવા !**
**આંગણ આવ્યા કાગદેવા.**
**મારો મરગલા, લઉં શિંગલડી,**
**ખોદું માટૂડી, દઉં કુંભારને,**
**ઘડે ઘડૂલો, સીંચું પાણીડાં,**
**ધોઉં ચાંચૂડી, ખાઉં કોઠીંબું,**
**બડુક બડુક વાગે.**

કૂતરો કહે – ભાઈ! હું બહુ ભૂખ્યો છું માટે ગાયનું દૂધ લાવી દે તો દૂધ પીને હરણ મારવા જાઉં.
કાગડો ગાય પાસે ગયો. જઈને કહે –

**ગવરી, ગવરી, ગવરીદેવા !**
**આંગણ આવ્યા કાગદેવા.**
**આલો દૂધલડાં, પાઉં કુત્તલા,**
**મારે મરગલા, લઉં શિંગલડી,**
**ખોદું માટૂડી, દઉં કુંભારને,**
**ઘડે ઘડૂલો, સીંચું પાણીડાં,**
**ધોઉં ચાંચૂડી, ખાઉં કોઠીંબું,**
**બડુક બડુક વાગે.**

ગાય કહે – હું બહુ ભૂખી છું. મને સારી પેઠે ખડ ખવરાવીને દૂધ દોઈ લે.
પછી કાગડો સીમમાં ખડ લેવા ગયો. જઈને સીમને કહે –

**સીમ, સીમ, સીમદેવા !**
**આંગણ આવ્યા કાગદેવા.**
**આલો ખડલાં, નીરું ગવરીને,**
**દોહું દૂધલડાં, પાઉં કુત્તલા,**
**મારે મરગલા, લઉં શિંગલડી,**
**ખોદું માટૂડી, દઉં કુંભારને,**
**ઘડે ઘડૂલો, સીંચું પાણીડાં,**

ધોઉં ચાંચૂડી, ખાઉં કોઠીંબું,
બડુક બડુક વાગે.
સીમ કહે – ભાઈ! લુહારને ત્યાંથી દાતરડું લઈ આવ અને ખડ વાઢી લે.

કાગડો તો લુહાર પાસે ગયો. જઈને લુહારને કહે –

લુહાર, લુહાર, લુહારદેવા!
આંગણ આવ્યા કાગદેવા.
આલો દાતરડાં, વાઢું ખડલાં,
નીરું ગવરીને, દોહું દૂધલડાં,
પાઉં કુત્તલા, મારે મરગલા,
લઉં શિંગલડી, ખોદું માટૂડી,
દઉં કુંભારને, ઘડે ઘડૂલો,
સીંચું પાણીડાં, ધોઉં ચાંચૂડી,
ખાઉં કોઠીંબું, બડુક બડુક વાગે.

લુહાર કહે – લે આ દાતરડું.

કાગડો દાતરડું લઈને સીમમાં ગયો; ત્યાંથી ખડ લઈને ગાયને ખવરાવ્યું ને પછી દૂધ લઈને કૂતરાને પાયું; કૂતરો મરગલાને મારવા દોડ્યો એટલે તેણે શિંગડું આપી દીધું; કાગડે શિંગડું લઈ ટીંબેથી માટી લીધી અને કુંભાર પાસેથી ઘડૂલો લીધો. પછી કૂવામાંથી પાણી કાઢીને પોતાની ચાંચ સાફ ધોઈ નાખી ને કોઠીંબું ખાધું●



એક હતી સોનબાઈ. એ બહુ જ રૂપાળી હતી. એના માથાના વાળ સોનેરી હતા. એ રાજકુંવરી હતી. એક વખત સાંજે સોનબાઈ નદીએ નાહવા ગઈ. માથું ધોતાં ધોતાં તેના માથામાંથી બેચાર સોનેરી વાળ ખરી પડયા.

એ જ સાંજે રાજકુંવર (તેનો ભાઈ) નદીએ ઘોડાને પાણી પાવા આવેલો. તેણે આ સોનેરી વાળને પાણીમાં તણાતા જોયા. સુંદર સોનેરી વાળને જોઈને રાજકુંવરના મનમાં થયું – પરણવું તો આ સોનેરી વાળવાળી સ્ત્રીને જ પરણવું, નહિતર કુંવારા રહેવું.

રાજકુંવર સોનેરી વાળને પોતાની સાથે ઘેર લેતો આવ્યો. ઘેર આવી રાજમહેલમાં ન જતાં કુંવર સીધો ઘોડારમાં ગયો અને ત્યાં ઊંધી ખાટલી નાખી સૂતો.

થાળીનો વખત થયો એટલે રાજકુંવરની બધે શોધાશોધ થઈ રહી. કયાંય કુંવર જડયા નહિ. એટલામાં એક ઠાણિયો આવીને કહેવા લાગ્યો –

કુંવરસાહેબ તો કયારનાયે ઊંધી ખાટલી નાંખી ઘોડારમાં સૂતા છે.

પછી સૌ કુંવરને ઘોડારમાં સૂવાનું કારણ પૂછવા અને મનાવવા ગયાં, પણ કુંવરે કોઈને જવાબ ન આપ્યો. છેવટે રાજા અને રાણી કુંવરને મનાવવા ગયાં. રાજાએ બહુ બહુ કુંવરને વીનવ્યો ત્યારે તેણે કહ્યું – મારે તો આ સોનેરી વાળવાળી સ્ત્રીને પરણવું છે. પરણું તો એને પરણું, નહિતર કુંવારો રહું.

રાજારાણીએ તો આવી સ્ત્રી માટે દેશપરદેશ બહુ તપાસ કરી પણ પોતાની કુંવરી સોનબાઇ સિવાય બીજી કોઈ એવી સોનેરી વાળવાળી સ્ત્રી મળી નહિ. રાજાએ કુંવરને કહ્યું – સોનેરી વાળવાળી કોઈ બીજી સ્ત્રી તો નથી; આવા વાળવાળી તો એક તારી બહેન સોનબાઈ જ છે

કુંવરે કહ્યું – તો હું એને પરણીશ.

સૌએ કુંવરને બહુયે સમજાવ્યો, પણ કુંવર એકનો બે થયો નહિ. આખરે રાજાએ સોનબાઈનાં લગ્ન લીધાં ને લગ્નની ધામધૂમ આદરી. સોનબાઈને આ વાતની ખબર પડી. પોતાનાં લગ્ન પોતાના જ ભાઈ સાથે થવાનાં છે એ જાણી એને રીસ ચડી, ને પોતે એક રૂખડા ઉપર ચડી ગઈ.

માહ્યરાનો વખત થયો, પણ સોનબાઈ તો કયાંય જડે નહિ. ચારેકોર ગોતાગોત થઈ રહી. એક બાનડીએ કહ્યું – બા તો રૂખડા ઉપર ચડી ગયાં છે. એ તો કહે છે કે હું ભાઈને નહિ પરણું. હું તો રૂખડા ઉપર બેસી આકાશમાં ચાલી જઈશ.

સૌ સોનબાઈને મનાવીને નીચે ઉતારવા રૂખડા પાસે ગયાં. માએ સોનબાઈને કહ્યું –

ઊતરોને મોરાં સોનબાઈ ગોરાં!
મોતી તોરણ રજે ભરાય છે;
ફૂલની માળા કરમાઈ જાય છે;
રાતો ચૂડલો રજે ભરાય છે;
બ્રાહ્મણ બેઠો ખોટી થાય છે;
લગનવેળા વહી વહી જાય છે.

સોનબાઈએ ઝાડ ઉપર બેઠાં બેઠાં જ જવાબ આપ્યો –

નહિ ઊતરું રે, નહિ ઊતરું રે!
આજ તું થા છો સગી રે માડી;
કાલ તું થાશે સગી રે સાસુ;
વધ વધ રૂખડા વધી જજે.

સોનબાઈ આટલું બોલ્યાં ત્યાં તો રૂખડો વધીને ઊંચો થયો. પછી સોનબાઈને તેના બાપા મનાવવા આવ્યા. બાપે સોનબાઈને કહ્યું –

ઊતરોને મોરાં સોનબાઈ ગોરાં !
મોતી તોરણ રજે ભરાય છે;
ફૂલની માળા કરમાઈ જાય છે;
રાતો ચૂડલો રજે ભરાય છે;
બ્રાહ્મણ બેઠો ખોટી થાય છે;
લગનવેળા વહી વહી જાય છે.

સોનબાઈએ રૂખડા પર ઊંચે બેઠાં બેઠાં કહ્યું –

નહિ ઊતરું રે, નહિ ઊતરું રે !
આજ તું થા છો સગો રે બાપ;
કાલ તું થાશે સગો રે સસરો;
વધ વધ રૂખડા વધી જજે.

એટલામાં તો રૂખડો ખૂબ વધી ગયો અને સોનબાઈ ઊંચે ગયાં. પછી સોનબાઈને તેનો ભાઈ મનાવવા આવ્યો. તેણે સોનબાઈને કહ્યું –

## સોનેરી વાળ



ઊતરોને મોરાં સોનબાઈ ગોરાં!
મોતી તોરણ રજે ભરાય છે;
ફૂલની માળા કરમાઈ જાય છે;
રાતો ચૂડલો રજે ભરાય છે;
બ્રાહ્મણ બેઠો ખોટી થાય છે;
લગનવેળા વહી વહી જાય છે.

સોનબાઈએ ઝાડ ઉપરથી જવાબ વાળ્યો –

નહિ ઊતરું રે, નહિ ઊતરું રે!
આજ તું થા છો સગો રે ભાઈ;
કાલ તું થાશે સગો રે જેઠ;
વધ વધ રૂખડા વધી જજે.

એટલામાં તો રૂખડો ખૂબખૂબ વધ્યો અને ઊંચે ચડી ગયો. પછી સોનબાઈને સમજાવવા તેની બહેન આવ્યાં. બહેને કહ્યું –

ઊતરોને મોરાં સોનબાઈ ગોરાં!
મોતી તોરણ રજે ભરાય છે;
ફૂલની માળા કરમાઈ જાય છે;
રાતો ચૂડલો રજે ભરાય છે;
બ્રાહ્મણ બેઠો ખોટી થાય છે;
લગનવેળા વહી વહી જાય છે.

સોનબાઈએ કહ્યું –

નહિ ઊતરું રે, નહિ ઊતરું રે!
આજ તું થા છો સગી રે બે'ની;
કાલ તું થાશે સગી રે નણદી;
વધ વધ રૂખડા વધી જજે.

સોનબાઈ જ્યાં આમ બોલ્યાં ત્યાં તો રૂખડો ખૂબ ઊંચો વધી ગયો અને સોનબાઈ આકાશ નજીક પહોંચી ગયાં. પછી સોનબાઈની ભાભી, નાની બહેન, નાનો ભાઈ સૌ મનાવવા આવ્યાં. છેવટે સોનબાઈનો મોટો ભાઈ મનાવવા આવ્યો. તેણે કહ્યું –

ઊતરોને મોરાં સોનબાઈ ગોરાં!
મોતી તોરણ રજે ભરાય છે;
ફૂલની માળા કરમાઈ જાય છે;
રાતો ચૂડલો રજે ભરાય છે;
બ્રાહ્મણ બેઠો ખોટી થાય છે;
લગનવેળા વહી વહી જાય છે.

સોનબાઈએ દાઝે બળીને જવાબ આપ્યો –

નહિ ઊતરું રે, નહિ ઊતરું રે!
આજ તું થા છો સગો રે ભાઈ;
કાલ તું થાશે સગો રે પરણ્યો;
વધ વધ રૂખડા વધી જજે.

એટલામાં તો રૂખડો વધીને ઠેઠ આકાશ સુધી પહોંચી ગયો. ત્યાં પરમેશ્વરે સોનબાઈને આકાશમાં ખેંચી લીધી●



આગળ વાંચો ભાગ દસમો



## બાળવાર્તાઓ વિશે

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદૃશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું મૂક વર્ણન છે ને મુગ્ધ બાળકોને આશુતોષ આહ્‌લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી, પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે, અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશાંતરમાં ફરે છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે.

• કાકા કાલેલકર

## શિક્ષક ભાઈબહેનોને

લ્યો આ બાળવાર્તાઓ. તમે તે બાળકોને કહી સંભળાવજો. બાળકો હોંશે હોંશે વાર વાર તે સાંભળશે. જોજો, વાર્તાઓ સુંદર રીતે કહેજો; વાર્તા કહેવાની ઢબે કહેજો; લહેકાથી કહેજો; રસથી કહેજો. કોઈ કોઈ વાર વાર્તાઓ વાંચી પણ સંભળાવજો. જેવડાં બાળકો હોય એવી વાર્તા પસંદ કરજો. ભાઈ! એક વાત ના કરતા. વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ; તેમની પાસેથી કઢાવશો નહિ; પરીક્ષાને માટે તેમને તે ભણાવશો નહિ.

તમે જાતે જ અનુભવજો કે વાર્તાઓ કેવી જાદુઈ લાકડી છે. તમારે બાળકો સાથે પ્રેમ બાંધવો હોય તો વાર્તાથી પગ માંડજો. તમારે બાળકોની અભિમુખતા સાધવી હોય તો વાર્તા પણ એક સાધન છે. મોટા પંડિત થઈને વાર્તા કહેશો નહિ; જ્ઞાન આપવા બેસશો નહિ; તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નાહજો અને બાળકોને નવડાવજો.

• ગિજુભાઈ





# નકો નકો રાજા

એક હતો નકો નકો રાજા. તેણે વસાવ્યાં ત્રણ ગામ; બે ઉજ્જડ અને એકમાં વસ્તી જ નહિ.
તેમાં વસ્યા ત્રણ કુંભાર; બે અણઘડ અને એક ઘડે જ નહિ.
તેણે ઘડી ત્રણ તોલડીઓ; બે તૂટેલ અને એક સાજી જ નહિ.
તેણે નોતર્યા ત્રણ બ્રાહ્મણ; બે અપવાસી અને એક જમે જ નહિ.
તેણે આપ્યા ત્રણ તાંબિયા; બે ખોટા અને એક સાચો જ નહિ.
તે બતાવ્યા ત્રણ સોનીને; બે આંધળા અને એક દેખે જ નહિ.
આ વાત કરી ત્રણ છોકરાને; બે ભૂલ્યા અને એકને આવડી જ નહિ●

